# ગોરી પ્રજાનાં કાળાં કૃત્યો



## મલાયાના હિંદીઓની દુર્દશાનો એક ચિતાર

**શ્રી. ભાઈ બનારસીદાસ ચતુર્વેદીએ મલાયાના હિંદીઓને લગતો પોતાનો અંગત અનુભવ પ્રગટ કર્યો છે, તેનો સાર નીચે મુજબ છે:—**

મલાયા ગોરાઓનું મોટું સંસ્થાન છે. તેમાં રબર, કોલસો, સોનું વગેરે કીમતી ખનીજની પેદાશ છે. આખી દુનિયાના રબરના જથ્થામાંથી મલાયા એકલું જ ૬૦ ટકા જેટલું રબર પૂરું પાડે છે. રબરના વાવેતરમાં ૯૫ ટકા હિંદી મજુરો છે. ખાણોમાં થોડાક હજાર ચીના મજુરો છે. રસ્તા વગેરેના તથા બીજા પબ્લીક વર્કસ ખાતાઓમાં ૮૫ ટકા જેટલા હિંદી મજુરો છે. એટલે કે મલાયાની સમૃદ્ધિ, તેના ગંજાવર ઉદ્યોગોનો બધો આધાર આ હિંદી મજુરો ઉપરજ છે.

મલાયામાં ૩,૩૫,૪૮૫ પુરૂષો, ૧,૩૬,૬૮૧ મળી ગભગ ૫ લાખ હિંદી સ્ત્રીપુરૂષો છે. પ્રત્યેક ૨૯ ઓરતોએ ૦૦ મરદોનું પ્રમાણ હાલમાં ત્યાં રહેલું છે.

આ સ્ટ્રેટસ સેટલમેંટનું સંસ્થાન ક્રાઉન કોલોની છે, ટલે કે આફ્રીકાના કેનીયા સંસ્થાનની માફક સંસ્થાનિક ીર તેનો વહીવટ કરે છે અને તેનો ગવર્નર એ ફેડરેટેડ લાયા સ્ટેટસનો, એટલે કે મલાયાના દેશીરાજ્યોના એકત્ર મૂહનો વડો છે; અને ફેડરલ કાઉન્સીલનો એ પ્રમુખ હોઇ ીરાજ્યોમાં બ્રિટીશો પૂરેપૂરાં હક્કો જમાવી શકયા છે.

## હિંદીઓની દુર્દશા

શાસ્ત્રીજી ભલે સંસ્થાનોમાં સમાનતાની ડીંગો મારે, પણ ગોરા દેવોના દિલમાં જે સ્વાર્થાંધતા ભરેલી છે તે એક તો શું પણ હજારો શાસ્ત્રીઓની મુલાકાતોથી જવાની નથી. એને માટે તો હિંદી પ્રજાની સ્વતંત્રતા એ એકજ ઉપાય છે. એટલે આ દેશને પાયમાલ કરનારૂં વિદેશી શાસનપદ્ધતિરૂપ થડ જ્યારે પડશે ત્યારે તેનાં ડાળાં આપોઆપ કરમાશે. મલાયાના એ ગોરા દેવો હિંદી મજુરોની સમૃદ્ધિથી રાતામાતા થઇને ફરે છે. તેમણે ખુબ દોલત જમાવી છે. કામદારોની એક સરખી મહેનતથી તેઓ અઢળક દ્રવ્ય મેળવી શકયા છે. તેમના શરીર ઉપરની લાલાશ એ કામદારોનાં જર્જરિત કલેવરોમાંથી લોહી ચુસાવાથી આવેલી છે. આટલું છતાં કામદારો તરફેનું તેમનું વર્ત્તન તો રાક્ષસીજ છે! તેમને કોઇ પણ પ્રકારના ચુંટણીના હક્કો નથી. મ્યુનિસિપાલીટીમાં પણ તેમનો અવાજ નથી, તો બીજું તો શું હોય? તેમના બાળકોને માટે કેળવણીની સગવડ નથી, તેમને એટલા ક્ષુદ્ર પગારો મળે છે કે જેમાંથી તેઓ ફુટી બદામ પણ બચાવી શકતા નથી; અને જ્યારે મંદી હોય છે, ત્યારે તેમને ભુખે મરવું પડે છે, નિભાવના પણ સાંસા થઇ પડે છે. જો તેઓ વધારે પગારની માગણી કરે તો તેમને જેલમાં પૂરવામાં આવે છે; રાજ્યના જુલ્મી કાયદાઓ તેમને દેશપાર કરી શકે છે. તેની સામે નથી દલીલ કે નથી અપીલ!

## નૈતિક અધોગતિ

નૈતિક અધોગતિનો તો કંઇ પારજ નથી. રાજ્યનો કાયદો એવો છે કે ૪૦ ઓરતો સાથે ૬૦ મરદો ત્યાં જઇ શકે. પણ હાલ સ્ત્રીઓનું પ્રમાણ ઘટી જવાથી, પાર વગરની

અનીતિ ચાલી રહેલી છે. છતાં આ વઝરના એકલા મરદોની વસાહતની જ માગણી કરવામાં આવે છે, કેમકે સ્ત્રીઓ સાથે આવનારા મજુરો પુરી સેવા બજાવી ન શકે અને તેમને બૈરાંછોકરાંને સંભાળવાની લપ રહે! વળી તેમને દેશપાર કરતાં કે જેલમાં નાખતાં તેના કુટુંબીઓના પોષણનો સવાલ ઉભો થાય અને તેથી સંસ્થાનની આબાદી વધારવા માટે આ ગોરા દવો, ગમે તેટલી અનીતિ વધે તોપણ સ્ત્રીઓને અને કુટુંબોને આવવા દેવા તૈયાર નથી! આવા જુલ્મમાં હિંદના મજુરો આ પરભૂમિમાં જીવંત નર્કનો ખ્યાલ કરી રહેલા છે.

## સામ્રાજ્ય તહારે ખાતર!

યુરોપીયનો કહે છે કે સામ્રાજ્યના હિતની ખાતર હિંદુસ્તાને સંસ્થાનોને મજુરો પૂરા પાડવા જોઇએ! પણ તો પછી તેમની પ્રત્યે શામાટે યોગ્ય વર્તન ચલાવવામાં નથી આવતું? વળી ઇંગ્લાંડમાં, અરે લંડનમાંજ હજારો કામદારો બેકાર થઇ પડયા છે, તેમને ખાવાના ફાંફાં છે, તેઓ ઇંગ્લાંડને માટે એક કાયમની આફત જેવા છે, તો તેમને જ શા માટે સંસ્થાનોમાં કામે નથી લગાડવામાં આવતા? પણ આ દલીલ સ્વાર્થથી ભરેલી છે; હિંદીઓને માટે મલાયાના વતનદારો એટલાજ માટે આતુર રહે છે કે હિંદીઓ પ્રત્યે ગુલામોના જેવું વર્તન ચલાવી શકાય. મલાયામાં કંઇક મોટા પગારની જગ્યાઓ તો હિંદીઓને મળી શકતીજ નથી. તેઓ હિંદીઓને કુલી જેવા ગણે છે. જ્યારે વસાહતનો સવાલ ઉભો થયો, ત્યારે હિંદી પ્રજાનો મત લેવાવો જોઇએ. પરંતુ તેને બદલે મલાયા સરકારનું એક પ્રતિનિધિ મંડળજ સીમલે પહોંચ્યું. તેઓ પ્રજાને મત આપવા માટે નાલાયક ગણે છે.

આ પ્રતિનિધિમંડળમાં એક બે સ્વાર્થી હિંદીઓ પણ રાખ્યા છે; અને પોતાના દેશબંધુઓને ફસાવવામાં આ પામર જીવો સાધનભૂત થયા છે. આથી લોકોને કશીજ ખબર પડતી નથી, કે મલાયામાં હિંદી પ્રજામત છુપાવી દેવામાં આવે છે. વર્તમાનપત્રો બધાં ગોરા દેવોની માલેકીનાં હોઇ હિંદી મજુરોની દાંદ ફરિયાદો કોઇ સાંભળતુંજ નથી, અને જો કોઇ હિંમત કરે તો તેને દેશપાર ધકેલી દેવામાં આવે છે.

## કરૂણ કથા

હિંદીઓ તરફ કેટલી દુષ્ટતાભર્યું વર્તન ચાલે છે, તેની થોડીક વાનગી નીચે મુજબ છે:—

એક વખત હું (ભાઇ ચતુર્વેદી) એક ડાકટરને ત્યાં ગયેલો. ત્યાં એક સગર્ભા હિંદી બાઇ મલમપટા માટે આવી. તેના બરડામાં ૧૯ જખમો હતા. જે યુરોપીયન માલીકને ત્યાં એ બાઇ કામ કરતી હતી તેના મેનેજરે તેને એ માર માર્યો હતો! આ બાઇને ૭ મહિના થયા હતા, અને તેનાથી નિંદવાનું કામ નહિ થઇ શકવાથી અને વરસાદમાં એ કામ કરવાની ના પાડવાથી તેની એ દશા થઈ હતી.

## પારાવાર પશુતા

એક બીજો દાખલો આપું. એક રાક્ષસી સ્વભાવનો જડભરથ જેવો મેનેજર પોતાના મજુરો ઉપર બળાત્કાર કરતો. હું એક હિંદી દાક્તરને ત્યાં બેઠો હતો. તેવામાં એક અત્યંત વૃદ્ધ ડોસો લથડતો લથડતો ત્યાં આવ્યો હતો. મને તેને જોઇને દયા આવી. તેના હાથમાં રબરના દૂધનું ઢોચકુ હતું. દાક્તરે મને કહ્યું કે એક કલાક પહેલા તેને ૧૦૪ ડીગ્રી તાવ હતો. તે ઘરમાં સૂતો હતો, એટલામા પેલો રાભો મેનેજર ઘરમાં

ઘુસ્યો અને તેને લાત મારીને ઉઠાડીને કામે મોકલ્યો. દાક્તરે કહ્યું કે "એ બિચારો તાવે પડયો છે!" ત્યારે આ નરરાક્ષસ બોલ્યો કે "બળદને-ઢોરને વળી તાવ આવે કે? હું તો ગોરાઓનેજ મલેરીયા આવે, એમ જાણું છું. પણ આ ઇશ્વરે ત્યજેલાં કાળાં જાનવરોને પણ તાવ આવે છે એ તો મેં તમારે મ્હોડે પહેલું જ સાંભળ્યું."

આવા તો હજારો દાખલા છે પણ તે કહેવાથી શું લાભ? ન્યાયાધિકારીઓ ઘણીવાર ન્યાય આપવા જાય છે, પણ ત્યાં હિંદીઓ પ્રત્યે એટલું ઝેર વરસી રહેલું છે કે તેમનું કંઇ ચાલતું નથી.

## હિંદી સ્રીઓની દુર્દશા

હિંદી મજુરણોને તો આ નરાધમો પોતાના શોખનુંજ સાધન ગણે છે. સ્રીઓ કામ કરતી હોય, તેવે ઠેકાણે પણ અત્યંત મોટા પગારના વાંઢા યુરોપીયનોને ઉપરી બનાવવામાં આવે છે. તેઓ એકલાજ રહેવાનું પસંદ કરે છે. તેમન બૈરાંઓ હોય, તો પણ તેમને અહીં લઇ આવવાની તેએ જરૂર જોતા નથી, કેમકે અહીં તેમને નફ્ટાઇથી વર્તવાની છૂટ મળે છે, અને તેમની લાલસાઓ તૃપ્ત કરવા બાપડી મજુરણો તૈયારજ હોય છે! દાક્તરને ત્યાં ગર્ભપાતની દવાઓની માગણીનો સામાન્ય નિયમ થઈ પડયો છે. આ લોકો દાક્તરને કહે છે કે અમારાં છોકરાં આવી સ્રીઓને પેટે જન્મે એ અમારાથી શે જોવાય? ખુબી તો એ છે કે નરપિશાચો મજુરણો ઉપર તેમનાં પતિની રૂબરૂમાં નફ્ટાઇ ચલાવે છે. તેમ કરવાનો પોતાનો સર્વોપરી હક્ક લેખે છે! જો તેના આ નિર્લજ્જ વર્તન સામે કોઈ સ્રીનો પતિ વાંધો ઉઠાવે, તો તેને કુટી નાખવામાં આવે, વધારે કામ સોંપાય કે ઘણીવાર તો

બરતરફ કરવામાં આવે! આ રીતે ન કહી શકાય તેવો જુલ્મ મજુરોને સહન કરવો પડે છે! અને આઓની તો શી મગદૂર કે તેની સામે જીભ પણ હલાવી શકે? તેને ઉભીને ઉભી ચીરી નાખતાં પણ આ રાક્ષસો અચકાય તેમ નથી!

## આર્થિક દુર્દશા

હિંદીઓની નાગરિક હાલતમાં સાવ મીંડું છે. શારીરિક દશા પણ હૈયું ચીરી નાખે તેવી છે. નીતિમાં તો ગોરા વતનદારોના કારભારમાં દેવાળાંજ હોય. હવે તેમની આર્થિક દશા જુઓ. જ્યારે કંપની મોટો નફો કરે ત્યારે આ ગોરા દેવોનાજ બાપનો. રાતી પાઇ આ ગરીબ માણસોને ન મળે. પણ જ્યારે બજાર મંદ હોય, ત્યારે હજારો કામદારોને ફારગ કરવામાં આવે અને તેમને રસ્તામાં રખડી રવડી–માગી ભીખીને દહાડા કાઢવા પડે અને રસ્તામાં સૂઇ રહેવું પડે. છતાં ખુબી તો એ છે કે મજુરી પાણીને મૂલે સસ્તી કરી નાખવા માટે વહાણનાં વહાણ ભરીને બીજા મજુરોની વસાહતો ચાલુ જ રહે છે. દુઃખની વાત એ છે કે આપણા જ દેશના, મુખ્યત્વે મદ્રાસના કેટલાક લોકો આપણા દેશીભાઇઓનો દ્રોહ કરે છે, એ આપણે માટે ઓછું શરમભરેલું નથી. તેમની આંખોએ સ્વાર્થનાં પડળ ચડયાં છે, તેમનાં હૈયાં પત્થરનાં થઇ ગયાં છે. તેઓ આ પાપનાં ભાગીદાર બની રહેલા છે.

## કોમી વિખવાદ

ત્યાંના ગોરાંઓના દિલમાં હિંદીઓને માટે કેટલું ઝેર ભર્યું છે, તેનાં થોડાક વધુ નમૂના આપું:—

સીંગાપુરની એક મોટી હોટેલમાં હું અને મારા બે મિત્રો સોડા લીંબુ પીવા ગયેલા, એટલામાં એક જાડો ગોરો

દારૂ પીવા આવ્યો. હોટલના માણસો ત્યાં હતા નહિ, એટલે તેણે અમને કહેવા માંડયું, " અરે મૂર્ખાઓ ! સાંભળતા નથી હું દારૂ મગાવું છું ? ઉઠો, મને આપો છો કે નહિ ?" એટલામાં તો હોટલના માણસે તેને ખબર આપી કે અમે પણ તેના ઘરાક છીએ. છતાં પેલો બરાડી ઉઠયો, " અરે ! અમે તે હોય, હું દારૂ માગું એટલે કોઇ હિંદીની મગદૂર નથી કે તે અહીં બેસી રહી શકે. " આમ કહીને આ સાહેબ બહાદૂર લાકડી વીંઝતો વીંઝતો આગળ ધસી આવ્યો. તેણે હજી દારૂ તો પીધો નહોતો, પણ કોમી વિખવાદની મદીરા તેને ચડી ચુકી હતી. અમે બધા ઉઠયા, તેની ગળચી પકડીને તેની સોટી લઇ લીધી, એકે તેને પકડયો અને મેં તેને પૂરા ૧૫ ઝપાટાની લ્હાણ ચખાડી. પછી એને ખબર આપી કે અમે પણ તેના જેટલા જ સ્વમાનના સમજનારા હિંદીઓ છીએ. તે પછીથી આ ગોરો જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે મળતો, ત્યારે ત્યારે સંતાતો ફરતો.

એક વખત હું પહેલા વર્ગમાં મુસાફરી કરતો હતો. એક ગોરો સાહેબ આવ્યો, અને જગ્યા નહિ જડવાથી મારી ટીકીટ માગી. મેં તેને ન બતાવી, એટલે તે ખીજવાયો અને બોલ્યો, "તમે હિંદીઓ તો મજુરીયા લોક; તમે વળી પહેલા વર્ગમાં કેવા? બાપ જન્મારે કોઇ દિવસ બેઠા હતા? નીકળો અહીંથી. " મારાથી આ ન જીરવાયું. મેં તરતજ ઉભા થઇને તેના નાકમાં મુક્કી લગાવી, એટલે અમારે દ્વંદ્વ યુદ્ધ થયું. તેમાં એને કેટલાક મેં એવા ફટકા માર્યા કે જીંદગીભર તેને યાદ રહી જશે !

૧૦૯૫૮૭



એક વખત એક મોટરગાડીમાં અમે જતા હતા. પાંચેક યુરોપીયનો આગળ હતા. અમે ઘણી વાર ભુંગળું ફુંક્યું, પણ આ લોક ન ખસ્યા. છેવટે મેં તેમના ઉપર ગાડી ફેંકી ત્યારે જખ મારીને દૂર ગયા અને બબડ્યા કે "અરે ઓ મજુરીયા ! તમે તો અમારી મોટર હાંકનારા. તમે વળી મોટરમાં શાના ચડી બેઠા ?"

## હતા ત્યાંના ત્યાં

આમ હિંદીઓ પ્રત્યે અત્યંત શરમભરેલું વર્તન ચાલી રહેલું છે. હિંદી બાળકોને માટે સ્કુલોના મોટા મોટા રીપોર્ટો થાય છે; પણ આ કહેવાતી સ્કુલોના બાંકડા ઉપર ગોરાઓને બ્રીજ રમતા મેં જોયા છે. હિંદી મજુરોના સરસામાનની ચોરીની કશી ફરીયાદ નથી મળતી. તેમને રોજી એટલી મળે છે કે તમાંથી નિભાવ મુશ્કેલીએ થાય, છતાં બે પૈસા બચે, તો તેના મુકાદમો પડાવે છે. તેમાંથી બચે તો પોલીસ, ચોર, ખીસ્સાકાતરૂ, ઠગારા વિગેરે તેને હેરાન કરે છે અને છેવટે તે ખાલી હાથે દેશ ભેગો થાય છે.

૨૦૦૦ માઇલ છેટે રહેનારા તમારા ભાઇઓ આ દશામાં છે. હિંદની પ્રજાને અમારી વિનંતિ છે કે આ ભયંકર જ... માંથી, માનવજાતિની આ અધમ દશામાંથી એમને છોડ...

[ "સૌરાષ્ટ્ર" પત્રમાંથી ]

પ્રકાશકઃ—વલ્લભદાસ વિસનજી જેરાજા

ખાદીભંડાર—પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબ

સૌરાષ્ટ્ર મુદ્રણાલય, ૨૫ ગીઝરોડ, રાણપુરમાં

અમૃતલાલ દલપતભાઇ શેઠે છાપી.